શ્રી.

# જૈન રત્ન મણી.

છપાવી પ્રસીદ્ધ કરનાર

જૈન ફ્રેન્ડલી એસોશીએશન

અમદાવાદ.

અમદાવાદમાં ધીકાંટે

ધી ચંદ્રપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૬૧ સને ૧૯૦૫

કીંમત રૂ. ૦—૨—૦

# અર્પણ પત્રીકા.



શ્રાવક જ્ઞાતી છો પ્રખ્યાતી, શાણે સારા છો સદ્ ગૃહસ્થ
ગામ વીજાપુર સારા ઠામે, પ્રીય મારા છો જમણા હસ્ત
ધન ધન પ્રેમી ધન મારા શુભ, કાજ પરીક્ષક દીલ ઉદાર
કરૂં અર્પણ આ પુસ્તક ઉત્તમ, સ્નેહ સહિત કરશો સ્વીકાર. ૧

વકીલ મંડલમાં શુભ પદ પામી, નામાંકિત થયા પોતે
બાળ વયમાં પીતા આપના, સ્વર્ગે વાસ કીધો જોતે
મયાચંદ જેઠાલાલ ભાઇના, પુત્ર તમે છો સુજના હાર
કરૂં અર્પણ આ પુસ્તક ઉત્તમ, સ્નેહ સહિત કરશો સ્વીકાર. ૨

નામ આપનું મણીલાલ છે, ભ્રાત નામ હતું મોહનલાલ
પ્રીય બંધુ મોહન જે મારા, સ્વર્ગે પુરીમાં વસે છે હાલ
વીર ક્ષેત્ર થયું ઠામ એમનું, નિર્મલ છે પરી પુરણ પ્યાર
કરૂં અર્પણ આ પુસ્તક ઉત્તમ, સ્નેહ સહિત કરશો સ્વીકાર. ૩

વકીલ બંધુ છો બહુ વ્હાલા, સરસ વિવેકી નીતીવાન
પરમ પ્રમાણિક પ્રૌઢ પ્રાકમી, લઘુ વયમાં સુભ પામ્યા માન
મિત્ર તમારો પ્રેમી બધુ હું, પ્રેમ પ્રસારૂં વારંવાર
કરૂં અર્પણ આ પુસ્તક ઉત્તમ, સ્નેહ સહિત કરશો સ્વીકાર. ૪

# શ્રી જૈન રત્ન મણી.

શ્રી જીનાય નમઃ

## સ્તુતિ માલીની છંદ.

પ્રથમ આદી જીન વંદુ, દેવ દેવાધિ દેવા
સુર નર જશ ગાવે, માગું હું નિત્ય મેવા
અજર અમર સ્વામી મન વાંછીત પુરો
કુમતિ કુટીલ કાપી, ચીંતા સર્વેની ચુરો
અકળ કળ તમારી, કોઇથી ના કળાયે
સકળ સબળ તારાં, કાર્ય વર્ણવ્યાં ન જાયે
ઉભય કર જોડી, શીશનામો હમારા
જૈન સભા ગુણ ગાયે, ભાવથી નિત્ય તારા

## મંગળાચરણ.

જય જય જય છબી પ્યારી, શાંતી સદા સુખકા...રી...જય
પારેવો ઉગારી દયા દીલ ધારી, ક્ષમા કરી તેં અપા...રી...જય
મુજને તારી પાર ઉતારી, શીવસુખ દ્યો સુખકા...રી...જય
મૂર્તિ સદા છે આનંદકારી, ભવિજનને હિતકા...રી...જય
જીન ગુણ ગાવા લધુ સભાને, આનંદ આજ અપા...રી...જય

૧

નિશ દીન ધ્યાન ધરો સંભવનું, જાશો મોક્ષ વાટે
જગતમાં ખોટી માયા પડતી મુકી, કરો ભક્તિ શીર સાટે
જગતમાં ધન્ય ધન્ય શુરા, થજો સૌ ધરમી પુરા
સંકટ સમયે અભય વચન દે, પરમારથી પુરા
જગતમાં લાલચને અધવચ લટકાવી, શીશ મુકે શુરા
જગતમાં સત્ય સત્ય સમજો, મીથ્યા અભિમાન નવ કરસો
નિશદીન ધ્યાન ધરો સંભવનું જાશો મોક્ષ વાટે

૨

## માર માર તલવાર ઉભો જુએ છે શું.

તાર ભવ નીધિ પાર પ્રભુ પ્રેમેતો તું. પ્રેમેતો પ્રેમેતો પ્રેમેતો તું.તાર
બાળ અજ્ઞાની અમેતો પ્રાણી, મારેકે તારે ઉગારે તો તું. તાર
દોષ અમારા દુર નિવારી, શીક્ષણ સારૂ દીયેતો તો તું. તાર
અમો અત્યારે સર્વે મળીને, વંદણા કરીયે સુણે તો તું. તાર

૩

નમી પ્રભુજીસે આજરે પ્રીત લાગી જીણંદશું.
પ્રીત લાગીતો સુભ મતિ જાગી, સફલ હુઓ શુભ કાજરે પ્રી.
ધન્ય ઘડી ધન્ય એહુજ દીનને, જબ નિરખ્યા જીનરાજરે પ્રી.
આજ હમારે સુર તરૂ પ્રગટયો, મનવંછીત ફળ થાયરે પ્રી.
દરીશન દેખી બહુ સુખ પાયો, કરજોડીને લાગુ પાયરે પ્રી.
મન મોહન મન મંદીર આવો, હરખે ચિત્ત ઉલસાયરે પ્રી.
મોહ રાયજો દુર હુટેતો, કર્મ તે ભાગી જાયરે પ્રી.

સેવક વિનતી દીલમાં ધારી, ચરણની સેવા મને આપરે પ્રી.
સીદ્ધિ વીજય કહે સુદ્ધ ભાવથી, કરૂં તમારો જાપરે પ્રી.

૪

ચાલ ઉઠતું ચેતન માળી જા કામે તારા. અરેહાં જા કામે તારા
બન્યો બગીચો રૂડો ભુંડો આળસમાં બગડે,
નિંદ્રા ત્યાગી રે નિર્ભાગી, જો પેલા કયારા. અરેહાં
જીવ હિંસાના ઝેરી જંતુ વેલાને વળગ્યા,
કોમળ એ સદ્‌ગુણની વેલો કેમ વધે પેલાં. અરેહાં
કષાય ગોદ્દા મારે કેવા જો પેલા ધુમે,
રેરે ભોળા ભદ્રિક માળી હારે તું જ લાગ્યા. અરેહાં.
દાન દયાનું ખાતર નાંખી સમ દમ જળ સીંચી,
નિંદી પાપ સ્થાનક ત્રણને કરો સ્વચ્છ કયારા. અરેહાં.
અનેક આવરણો ઉતારો, કરો કલમ સારી,
છે જીન વચનામૃત ધારાથી ફળ થાવાં સારાં. અરેહાં
ચેતન માળી તું અધિકારી નર ભવ ઉપવનનો,
નવિન ભક્તિ યુક્તિથી ફળ મુક્તિ મળનારાં. અરેહાં ચાલ

૫

## મને સ્હાય કરશો મોરારીરે.

મને મુકી ન જાઓ ગિરનારીરે પ્યારા પુરવની પ્રીતિ વીસારી
દયા દીલ ધારી, લીધો દાસી ઉદ્ધારી, આવું સંગે બનીશ અણગારી
સલુણા છેહ ન દીયો વિચારી પ્રેમકુવે પ્રીયાને ઉતારી,
કોડ પુરો નેમ મારાં જૈન સભાને ઉદ્ધારી મને મુકી ન જાઓ

૬

## હું મસ્તાન પ્રેમની મને કોઇ ન છેડોરે.

સંસાર અસાર જાણીને નવ ધાર તારૂં રે
ધાર તારૂં રે કાંઈ મારૂં તારૂં રે          સંસાર
જર જોરૂ કે જમીન વળી નવ તમારૂં રે,
માત તાત બંધુ સુત સૌ અલગુ થનારૂં રે;
છે ન તારૂં રે નાશ થનારૂં રે રે હાં રે હાં.     સંસાર

સાખી

કાળ ભમે છે તુજ પરે ચતુર કર વિચાર
સંભાળ શ્રી અરીહંતને સ્તવજે વારંવાર

રાખ સદા અંતર વીષે પ્રભુ નામ પ્યારૂં રે,
નામ પ્યારૂં રે સદા સુખ તે દેનારૂં રે.          સંસાર

૭

## ચાલો સાહેલી ભુવનેશ્વરીના સૌ મળીને દર્શન કરીએ

ચાલો ઉમંગે (૨) ધર્મજીણંદના નેહ ધરી દરીશન કરીએ
ભવદુખ હારી જગ હિતકારી અરીહંતને ઉરમાં ધરીએ...ચા.
કનક કચોળે કેસર ભરીયે, પુજન નવ અંગે કરીએ...ચાલો
અગર તગરના ધુપ ઉવેખી, ભાવ ધરી નવપદ સ્મરીએ...ચા
તરીએતો સ્હેજે ભવદરીએ, જૈન સભા શીવપદ વરીએ...ચાલો

૮

## પંથી પરદેશી ચીત્ત સોંપી હું આ ચાલી.

આવી ફસાયો સંસાર માંહી આ પ્રા......ણી
માની રહ્યો મનમાં તેને સુખ ખા......ણી

સાખી

માત પીતા ભ્રાત બેનડી મીત્ર ભામીની સુત
જાણો સ્નેહી સૌ સ્વારથી નડે જેમ યમદુત
ફુલ્યો ફોગટ ફેળે કરી નહિ શુદ્ધ વા......ણી આવી

સાખી

એક દીન જાવું છોડીને, ધામ દામ આરામ
રટણ કરો સદા તમે નિરંજન પ્રભુ નામ
ચેતી લેને મનવા મુર્ખ એવું તું જા......ણી આવી

૯

નાથ નીજ નગર દેખાડોને, શરણુછે અનાથ કરોને સનાથ નાથ
ચોરાસી લખ યોનીમાંહે કાલ અનાદી ભમીયોરે
તે દારૂણ દુઃખ દુર કરનારો કાજે તું મળીયોરે નાથ
આશ ધરીને અરજી ઉચરૂં નિરાશે નવ રાખોરે
દયા દ્રષ્ટીએ રાખો સ્વામી, દાસ નિહાળોરે નાથ
જગ ઉપકારી કેવળ ધારી, મુક્તિ રમણી કરી પ્યારીરે
મોહાદીક અરી ઝીતી સ્વામી, પ્રભુ પદ ધારીરે નાથ
હે માહાવીર લઘુ જૈન સભાના કઠણ કરમ સૌ કાપોરે
પરમાતમ તમ ચરણુની સેવા, પ્રાણુને આપોરે નાથ

૧૦

ભર ડગલું ન એકે

પરકુથલી ન કીજે સમજ મન ધીર (૨)
પરનિંદાથી મુખ મલિન કરી,
પરનું પાપ લહે નિજ શિરપર કુથલી
કુથલીમા કાળ જાય, હાથમાં ન રાખ આય

પર અપવાદે વિઘ બહુ વ્યાપે, મન સંતાપે ક્યાં નાદાને
છિદ્ર પારકાં ન દેખ, પગ તળેની લાહ્ય પેખ      કુથલી

૧૧

## ધીરે ધીરે ચાલોને મારા પ્રાણરે.

ધીમા ધીમા ચાલોને પ્રભુ નેમરે, આવું સંગે તમારી ગિરનારીજવા
ભવબંધનથી પ્યારા હું મુક્ત થવા અણગારી થવા ધરી પ્રેમરે
ધીમા ધીમા

સાખી

સુણો અરજ મુજ શામળા, છેક ન આપો છેહ
પરહરી દાસી જાઓના, પશુપર ધારી નેહ

પ્યારા પ્રીતિનો વિચારો શું પંથરે, રહો રહો ઉભા સગુણા કંથરે
માનો માનો પ્રભુજી તજી તંતરે, ધરી પ્રેમરે      ધીમા ધીમા

સાખી

રાજેમતી પતી પ્રેમીલા, પ્રણત લીયે ભવપાર
જૈન સભા લઘુ યાચીએ, નિરભય પદ નીરધાર

આવું સંગે તમારી ગિરનારી જવા,
ભવબંધનથી પ્યારા હું મુક્ત થવા
અણગારી થવા, ધરી પ્રેમરે      ધીમા ધીમા

૧૨

## મારી ઢીંગલીને હાલરડું વ્હાલું.

પ્યારા જીનજીનું દરીશન મુજ વ્હાલું
હું તો આણા સહિત નિત્ય ચાલું.      મારા જીનજીનું
રતી અરવી ન દોષ, નહી રોશ ને તોષ, વળી પુણ્યનો પોષ

હું તો ભળી ભળી મુખડું નિહાળું; મારા જીનજીરે
પારો કુમતિ કુદેવ, તારો દેવાધિ દેવ
કરું ભક્તિથી સેવ, હું તો પાપ અનાદીના ટાળું; મારા.
સુણો ગરિબનીવાજ, આપો અવિચળ રાજ.
લઘુ જૈન સમાજ, વદે સાંકળચંદ કાલુકાલું; મારા જીનજીનું

૧૩.

## ભરથાર પ્યાર ભુલી ન ભામા વીસારજો

જીનરાજ લાજ રાખો, ન દાસ વિસારસો.
દાસ ન વિસારસો, સુખ સદા આપશો; જીનરાજ
શરણું આવ્યો સ્વામી, તારોને અંતરજામી
રાખો ન કાંઇ ખામી એમ ભિન્ન વીદારશો; જીનરાજ
સુંદર શોભે સારી, છબીયાં લાગે પ્યારી
બલીહારી જાઉં તારી, ભવપાર ઉતારશો; જીનરાજ
સીદ્ધિ સુખદાઇ, જયોતીસે જ્યોત મીલાઇ.
સભા લઘુ હરખાઇ શેઠકને શોભાવશો; જીનરાજ

૧૪.

## માન માયાના કરનારારે જરી જોને તપાસ તારી કાયા

સુણો ચેતન આતમ રાયારે, જુઠી કુમતિથી શીદ ભરમાયા
જરા જોને તું અંતર વિચારારે, રાગ દ્વેષ ચોરો છે લુંટારા
લોભે ઠગાયો મોહે ફસાયો, નારી શું નીચ લપટાયો
નરક સોદમાં પાતીક પલંકમાં; કુમતિથી બહુ દુખપાયારે; જુઠી.

હવે સમજ તું માનવ ભવમાં, પુન્ય ઉદયથી આયો
પુજી લેને જીનરાજ ભાવે તો, જશ બહુ જગમાં ગવાયોરે; જુઠી
સીદ્ધ સ્વરૂપી સાહેબ સાચો, શાંતી જીણંદ સુહાયો
ચેતન ચેતી પુજને પ્યારા, ધર્મ કરી હરખાયો; જુઠી

૧૫

## છોડો છેડો છબીલા

આપો આપો પ્રભુજી મને શેવા તમારી કરૂં દીલ ધરીને હું શાંત
પ્રભુજી કરૂં દીલ ધરીને હું શાંત, તમે દયા નીધિ મહારાજ
આપો મોક્ષ તણું સુખ આજ; આપો આપો.

વામા નંદન વીનવું અશ્વસેન લાગુ પાય
તેહના કુળ દીપક પ્રભુ, ત્રેવીસમા જીનરાય

માગુ માગુ પ્રભુજી તું પાસ, જેથી મળે શીવપુરનો વાસ
દીયો દીયોને દરીશન નાથ; આપો આપો

લઘુ સભા શ્રી જૈનની, હરખે તુજ ગુણ ગાય
શેવક વદે નાથજી, કરજો અમોને સ્હાય

ચાલો ચાલોને દરીશન કાજ, જઇએ પાર્શ્વ જીનેશ્વર આજ
જેની સેવાથી મુક્તિમાં વાસ (૨) આપો આપો

૧૬

## મહા કોપ થયોતે કળી કાળમાં જો

મારે આજની ઘડી છે રળીયામણીજો
અજરા પાર્શ્વજી પધાર્યાની વધામણીજો મારે

હું તો લીલા પીલા વાંસ મંગાવતીજો
અજરા પાર્શ્વજીના મંડપ બનાવતીજો    મારે
હું તો ચંબેલીના છોડ રોપાવતીજો
અજરા પાર્શ્વજીની આંગીઓ રચાવતીજો    મારે
હું તો મોતીડાના ચોક પુરાવતીજો
અજરા પાર્શ્વજીના મુગટ ભરાવતીજો    મારે
સોહાંગણુ પુરે સાથીઓજો,
અજરા પાર્શ્વજી પધાર્યા પાસ હાથીઓજો    મારે
રૂપચંદનાં સ્વામીને દીઠડોજો
મારે હૃદય કમળ લાગે મીઠડોજો    મારે

૧૭

## બંસીવાલા આજો હમારા દેશ.

ક્યા ભરૂસા તનકા અબધુ ક્યા ભરૂસા તનકા
ભિન્ન રૂપ છીન જીનકા અબધુ કયા ભરૂસા તનકા
છીનમે તાતા છીનમે શીરા છીનમે ભુખા પ્યાસા
છીનમે રંક રંક તે રાજા, છીનમે હર્ષ ઉદાસા    અબધુ
તીર્થંકર ચક્રીબળ કેવા, ઇંદ્ર ચંદ્ર ધરણીંદા
અસુર સુરવર સામાનીક નર, કયા રાણા રાજીંદા    અબધુ
સંસારી જીવ પુદ્દગળ રાતે રહેતા ધર્મ પ્રચારા
પુદ્દગળ સંગતે જન્મ મરણ ગણુ જસું જળ બીચપતાસા અબધુ
ભિન્નભાવ પુદ્દગળ તે ભાવે, તુ અકલંક અવિનાશી
જ્ઞાન સાર નીજરૂપે નાહી, જન્મ મરણ ભવ પ્યાસી    અબધુ

૧૮

## ચોકને આંગણે ચાંદનીરે ખીલી રૂપેરી રંગ.

આજનો દીન રળિયામણોરે દીઠો પ્રભુનો મુખ
મુખરે કમળ સુકોમળ શોભતું
આંગી બની અતીચંગ ચંગરે સોનેરી વરખે સોહામણી

સાખી

મુગટ બન્યો હીરાતણો, કાને કુંડળ સાર
બાહે બાજુબંધ બેરખા, કોટે નવસેરો હાર

શાંતી મુરત છે મુજ મન પ્યારી, વારીજાઉં વાર હજારીજીરે
ક્ષમા ભંડારી દયા દીલધારી, કુમતા કુટીલતા વારીનારીજીરે
શાંતી મુરત છે મુજ મન પ્યારી, સ્તુતી કરૂં હું પ્રભુજી તમારી

સાખી

પારેવો ઉગાર્યો પ્રેમથી, તિર્થંકર પદ લીધ
અનોપમ પદવી ભોગવી, કર્મ સકળ ક્ષય કીધ

શાંતી પ્રભુના ગુણ અનંતા, ક્ષમાદી રૂડા દીપેછેજીરે
ક્રોધ માન માયા નહીં જેહને, નિરલોભી પ્રભુ સારાછેજીરે

સાખી

રાગ દ્વેષ રહિત વિભુ, અરૂપીને અવિકાર
ત્રણ ભુવનમાં શોભતા, સહુને આનંદકાર

પ્રભુજીને પાયે લાગ્યો (૨) સદા નમું હુતો સદા નમું
મારા શાંતી જીનેશ્વર દેવ હો રાજ પ્રભુજીને પાયે લાગ્યો
સીદ્ધિ સદા સુખ આનંદકારી જય જય મંગળકારીજી સદાનમું

આજનો.

૧૯

આજતો અરજ મારી, સુણો પ્રભુ મેહેર કરી
સેવકની દયા ધારી ભવથી ઉગારો મોહફંદ દુર કરી
કીંકરનો કર ધરી માથા જાળ તોડી કરી કુમતાને વારો
કૃપા કરી દીજે દાન સેવક વધારો માન
કાળના મોમાંથી મને હાથ ઝાલી કાઢો, દુખી દીનકે દયાળ.
સયન સલુણે લાલ પ્રતની વીનતી માનો અરજી સ્વીકારો
ચરણની સેવા ચાહું શાંતી જીનના ગુણ ગાઉં
સીદ્ધી સ્વરૂપ થાઉં તમારો છો આશરો; આજતો

૨૦

તમે સયન સલુણા દેવ દીલમાં આવો
મને સીદ્ધગીરી લઇ જાઓ, મને કંચન ગીરી ભેટાવો
મારા પ્રથમ જીનેશ્વર દેવ દીલમાં આવો
એમાં શોભા વધસે સારી, ગુણ ગાશે જગત નરનારી.
સીદ્ધગીરીની રચના ભારી; તમે સયન
મને હરખ ઘણો મન થાય, તે મુખથી નહી કહેવાય
ઘણા જીવો ત્યાં મોક્ષે જાય; તમે સયન
ગીરી ભેટે પાપ પલાય, એને સેવે બહુ સુખ થાય
એમ સીદ્ધી વીજય ગુણ ગાય; તમે સયન

૨૧

આવો ભવી આવો પ્રભુને ફુલડે વધાવો
ફુલડે વધાવો પ્રભુને મોતીડે વધાવો; આવો

સીદ્ધાચળ જઇ રૂડી પુજા કરો પ્રભુની
મનવંછીત જય વિજય અપાવો; આવો
અપાર સંસાર દુષ્કળ ઓળંગીને
જય જય વિજય વીજય જય થાઓ આવો
શુકલ ધ્યાન ધરી શ્રેણી ચઢો રંગે
અનંતા અનંત કેવલ જ્ઞાન શુભ પાવો; આવો
સીદ્ધી સુખ ચાહના ભવી તમે કરોતો
આણા જીનરાજની અક્ષય શીર ધારો; આગો

૨૨

શીતલનાથ શીતલનાથ સુંદર મુરત તોરી
પ્રભુ કૃપાળ દીન દયાળ કુમતી કાપો મોરી, શીતળનાથ
ભદીલપુર જન્મ તુજ ગાવત ગીત ગોરી
દ્રઢ રથ રાયનો નંદ, સુમતી સંગ જોડી; શીતળનાથ
નંદા રાણી માતા મલ્હાર માન ગુમાનને છોડી
સંજમ ભાર લેઇને વરીયા સીદ્ધી કહે શીવગોરી શીતળનાથ;

૨૩

## સનનન સોહે સાવરીયાં સ્યામ.

પ્રભુ તોરે મુખડપે વારી વારી જાઉં
નીશદીન હરખ ભર્યો ગુણ ગાઉં પ્રભુ
અવીકારી અકલંક સ્વરૂપી,
નીરખી નીરખી બહુ સુખપાઉં
અંખીયાં આનંદકારી અનુપમ,

મુરતી સુંદર જોઈ ખુશી ખુશી થાઉં
બ્રહ્મચારી પ્રભુ નેમ નગીનો,
શીલસરલતાથી હરખાઉં પ્રભુ
અનંત જ્ઞાન દરીશન અનંતુ,
સીધ્ધી સદા સુખમે લય લાઉં
નીશદીન હરખ ભર્યો ગુણ ગાઉં પ્રભુ

૨૪

પીયુસંગે રસરંગે રહીશું જમીશું ફરીશું ઉછરંગે.

ગુરૂસંગે રસરંગે રહીશું ભણીશું ગણીશું ઉછરંગે
ભાત ભાતના જ્ઞાન ભણીને,
ધ્યાને પ્રસંગે ભણવાનો રસરંગે, ગુરૂ
ભરજોબનમાં મંગલ મારે,
ઇંદ્રી સમદ્રષ્ટી વશ કીધીરે ઉમંગે, ગુરૂ
ધર્મનાથના ધર્મ પસાયે,
જયસાધ્વી ગુણ ગાવે જીનરાજના ઉમંગે, ગુણ
રાજનગર લધુ જૈન સભાતે,
ખુશથાવે ગુણગાવે ભગવાનના શુભ ભાવે, ગુરૂ

૨૫

અમુલ્ય ઉદ્ધાર છો વારે વારે, ભક્ત પાલણહારછો મારે વારે
અપાર સંસાર ફરી હું થાકયો, આપ હમારા આધારછો વારેવારે

સાખી

ભવ ભવ ભટકી હું પ્રભુ, આવ્યો જીન દરબાર
છોડાવો દુઃખ દંદથી, પાય પડું સો વાર

જ્ઞાન દાતાર છો સરલ પ્રભુ તું
મોહ ફંદાસે છોડાવતું ત્યારે તારે, અમુલ્ય

સાખી

રાજનગર જૈનશાળામાં, લઘુ સભા ખુશી થાય,
સીદ્ધી સદા સુખ પામવા, જય જય મંગળ ગાય,
જન્મ સફળ મમ આજ ગણું છું, પ્રભુ છબી સુખકારરે વારેવારે
અમુલ્ય ઉદાર છો વારેવારે

૨૬

## એ....માથે મટુકી લઇ જાઉં.

એ...નેમ ગયા ગિરનાર, મુકી મને કુંવારી હૈયાનાહાર એ...
આઠ ભવની પ્રીત ત્યાગી, વ્હાલો બનીયો વીતરાગી
માન્યું ન મારૂં લગાર એ...
છોડી મુજને નેમ પ્યારે, પણ ન છોડું હું કદારે
જાઉં હું સંગે આવાર એ...
જો એ ભોગી તો હું ભોગણ, જો એ જોગી તો હું જોગણ
થાઉં આ છોડી સંસાર, એ...નેમ ગયા ગીરનાર

૨૭

## પ્હેરી ચોળી લટકાં મટકાં કરતાં આવ્યા.

ઉભાં રહો શામળીયાવર મુજ વ્હાલા,
શાને દહો મારાં અંતરને મોહન ઠાલા
શું આવડી રીસ ધરીને, પ્રીત પુરવની પરહરીને,
શીદ ચટકો કરીને ચાલ્યા ઉભાં
દયા દીલમાંહી લાવો, શાને અબળા તરસાવો

આવો આવોજી આવો આવો,
રથ પ્યારા વળાવો રૂઝાવો અંતરછાલા, ઉભાં
રાજુલને ન રઝળાવો, પીયુ પરણીને દયો લ્હાવો
કહું છું કરી કાલાવાલા, ઉભા
નગુણા ન આવા થાઓ, સલુણા કાંઇ શરમાઓ
થોભો થોભાજી થોભો થોભો,
શું ઠાલા કસાલા દીઓછો અમને વ્હાલા, ઉભાં

૨૮

## મારા મનમાં તનમાં ભર્યો છે ઠર્યો છે.

મારા તનમાં મનમાં ભરી છે ઠરી છે આગ હવે શું તપાવો
પ્યારા તજી પીયુ પુરવભવનો જાઓ ન જીવન જાઓ, મારા
ખાવું પીવું વળી ખેલવું હાય, ઝેર સમાન ગણાય
હદ થઇ વ્હાલા હવે મનાઓ, વાલમ રથ વળાવો. મારા

૨૯

## સાહેબા સલુણા

નેમજી નગીના રંગ ભીંના શું રીસાયા, મોહન વીસારી માયા(૨)
ધાયા ધાયા કયાં નાથ જાઓ મારા નેમજી ધાયા,
દુરજન મળીને મારી હાંસી કરેછે, શરમાઇ મરૂં છું હુંતો (૨)
વ્હેલા વહેલા હાથીઓ વળાવો, મારા નેમજી વહેલા
મોહન પધારી માંયરામાં મને પરણી પોતાની બનાવો
નવ ભવના પ્યારને વીચારી મારા વાલમા
વળો વળો સાહબા મનાઓ
નમેરા ન થાઓ આવા છેક મારા નાથજી
દયા કાંઇ દીલડામાં લાજો

અહુર મતીને વળી ઝાઝું તે શું કહીએ,
અબળાના અંતરની વીચારી લઇએ
જ્યાં તમો વસો ત્યાં નાથ સાથ અમો સોહીએ. નેમજી

૩૦

## દીલદાર યાર છેલા

ઘનશ્યામ આમ આવો ન જાઓ ગિરનાર
ન જાઓ ગિરનાર આમ આવો ભરથાર, ઘનશ્યામ
પ્રેમ નેમ છોડી છેલા ન દીયો છોડી
જોબન જુવાની મારી કરો ન નીસાર, ઘનશ્યામ
પ્રીત રીત ચુકી રાજુલ રોતી મુકી,
જાઓ ન ઉરમાં પ્રગટાવી અંગાર, ઘનશ્યામ
ફજેતી આમ ન થાએ, જાદવો લજાએ લગ્ન સમય જાએ,
એ ખોટું કહેવાયે નેમ નમેરા ન થાઓ લગાર, ઘનશ્યામ

૩૧

## ક્ષતીકાળ કારીગર તણી.

નથી સાર આ સંસારમાં તું વીચાર રાજુલ નારને
મોહ મમતા મનથી મારીને પરજાળ તું જગજાળને નથી
જીવ પંથી બહુ ભવમાં ફર્યો, ને યોની અનંતમાં અવતર્યો
નથી તૃપ્તી તોએ હજી વર્યો, કાંઇ ધ્યાનથી અવધારને, નથી
ખીલ્યું પુષ્પ તે ખરનાર છે, ને ઉગે તે અસ્ત થનાર છે
તેમ જાણું જગથી જાનાર છે, કાય માટીમાં મળનાર છે, નથી
જેવું ઝાકળ બીંદુ ઝળકતું, ઝળકીને પળમાં ખરી જતું

તેવાં તન ધન જોબન સમજણું, અણુચીંતવ્યાં ઉઠનારછે, નથી
એવી માયા જગની જાણીને, લીધો સંયમ મેં પ્રીત આણીને
મલવાને કેવળ નાણીને, જપુ મંત્ર શ્રી નવકારને, નથી

૩૨

## બંધ કીફલો બાપુ છે શું કામ.

અમો આજે મળીને તમામ, વીરવંદના કરીપેરે, અમો
સુત સીદ્ધારથ ત્રીસલાના જાયા નયરીક્ષત્રીકુંડ ગામ, અમો
વીરપણું જોઇ દેવતાયે દીધું, મહાવીર મહાવીર નામ, અમો
ત્રીસ વરસ ગ્રહસ્થાશ્રમ રહીને, લીયો સંજમ તેને કામ, અમો
બોતેર વરસનું આયુષ પામી, પામ્યા શીવવધુ ધામ, અમો
લઘુ સભાની અરજ સુણીને, પ્રભુ દીયો સુખ ધામ, અમો

૩૩

## શ્રી સ્થુલીભદ્ર અને કોશ્યાનો સંવાદ.

શ્રી સ્થુલીભદ્ર મુનીગણમાં શીરદારજો
ચોમાસુ આવ્યા કોશા આગારજો
ચીતરામણ શાલીયે જપ તપ આદરવાંજો
આદરીયાં વ્રત આવ્યાછો અમ ઘેરજો
સુંદરી સુંદર ચંપકવરણી દેહજો
અમ તુમ સરીખો મેલો આ સંસારમાંજો
સંસારે મેં જોયું સકલ સ્વરૂપજો
દરપણની છાયામાં જેવું રૂપજો
સુપનાની સુખલડી ભુખ ભાગે નહીજો

ના કહોછો તો નાટક કરશું આજજો
બાર વરસનો માયા છે મુનીરાજજો
તે છોડી કેમ જાઉં હું આશા ભરીજો
આશા ભરીયાં ચેતન કાલ અનાદીજો
ભમ્યો ધરમને હીણુ થયો પરમાદીજો
ન જાણી મેં સુખની કરણી જોગનીજો
જોગીતો જંગલમાં વાસો વસીયાજો
વસ્યાને મંદીરીયે ભોજન રસીયાજો
તુજને દીઠા એવા સંજમ સાધતાજો
સાધસું સંયમ ઇચ્છારોધ વીચારીજો
કુળમાં પુત્ર થયા નારી ઘરબારીજો
પાણી માંહે પંકજ કોરૂં જાણીયેજો
જાણીયે તો સઘળી તુમારી વાતજો
મેવા મીઠા રસવંતા બહુ જાતજો
અમર ભુષણ નવનવલાં ભાતો લાવતાંજો
લાવતાં તો દેતી આદરમાનજો
કાયા જાણું રંગ પતંગ સમાનજો
બાલીને શી કરવી એવી પ્રીતડીજો
પ્રીતલડી કરતાં તે રંગભેર સેજજો
રમતાં ને દેખાડતાં ઘણું હેતજો
દાસાણી મનાવા મુજને સાંભળેજો
સાંભળે તો મુનીવર મનડું વારેજો
ઢાંકયો અગ્ની ઉઘાડયો પરજાળેજો
સંયમ માંહી એ છે દુષણ મોટકુંજો
મોટકયું આવ્યું તું નેહનું તેડુંજો

જાતાં ન વહે કાંઇ તમારૂં મનડુંજો
મેં તમને ત્યાં કેળવ કરીને મોકલ્યાજો
મોકલ્યા તો મારગ માંહી મલીયાજો
સંભુતી આચારજ જ્ઞાને બલીયાજો
સંયમ દીધું સમકીત તેણે શીખવ્યુંજો
શીખવ્યું તો કહી દેખાડો અમનેજો
ધરમ કરતાં પુણ્ય વડેરૂં તમનેજો
સમતાને ઘેર આવી વેશ્યા એમ કહેજો
વંદે મુનીવર શંકાને પરીહારેજો
સમકીત મુલે શ્રાવકના વ્રત બારજો
પ્રાણાતીપાતાદીક સ્થુલથી ઉચરેજો
ઉચરેતો વાત્યું છે ચોમાસુંજો
આણા લેઇને આવ્યા ગુરૂની પાસેજો
શ્રુતનાણી કહેવાણા ચૌદે પુરવીજો
પુરવી થઇને તાર્યા પ્રાણી થોકજો
ઉજવલ ધ્યાને તેહુ ગયા દેવલોકજો
રૂષભ કહે નીત્ય કરીયે તેહને વંદનાજો

૩૪

## રાજુલના બાર માસ.

### ગાડી આવી ગુજરાત અગનકેરી ગાડીરે આવી.

રાણી રાજુલના ભરથાર જાદવરાય પાછા વળોને
શ્રાવણ રાજુલ સજ થઇ, દર્પણ ન્યાળે અંગ
તતક્ષણ તે ધરણી ઢળી, ડસ્યો સ્યામ ભુજંગ, જાદવરાય

જાહેરને ભરપૂરમાં, ખલકે હીંડોળા ખાટ
પુષ્પને પંખે પદમણી, જુંવે વાલાની વાટ, જાદવરાય
આસોએ આશા હતી, મળવાની મનમાંય
નયણું કાજળ સારીયાં, ઉલટ અંગ ન માંય, જાદવરાય
કારતક આવ્યો કંથજી, હજી મળવાની આશ
લાયકા પર વધતા ગયા, દીવસ ગણતારે માસ, જાદવરાય
માગસર મહીને નેમજી, આવે આંસુ ધાર
આશા ઉમેદ અવતર્યા, એમ અબળા અવતાર, જાદવરાય
પોષે પહેલા પુરમાં, હૈયું ન રહે હાથ
આઠ ભવની પ્રીતડી, છોડી નગુણારે નાથ જાદવરાય
માહ મહીને મન માહરૂં, આકુલ વ્યાકુલ થાય
રાજુલ વીજોગણ નેમની, હવે કાંઇ ન સુજે ઉપાય, જાદવરાય
ફાગણ આવ્યો હે સખા, ફુલ્યાં કેસુડાં વંન
અમો અબળાને એ ઘટયું, મરવું મુંઝાઇ મન, જાદવરાય
ચૈતર માસનો ચાંદલો, પેહેલે પ્રાતઃકાળ
જોશીડા જોશ સંભાળજે, આશું આળપંપાળ, જાદવરાય
વૈશાખ આવ્યો હે સખી, વહી ગયા નવ માસ
હજુ સંદેશો ન આવીયો, કટકા કાગળની શી વાત, જાદવરાય
જેઠ લગી જોઇ વાટડી, હવે વહાલાનો શો વાંક
સુખ દુઃખ સરજ્યું દેહને, મારો વીધાતાયે ટાંક, જાદવરાય
અષાડોરે મન ઉલટયો, માતા વરસેરે મેહ
વીજલડી ચમકા કરે, વ્હાલે દીધો છે છેહ, જાદવરાય
બારે માસતો વહી ગયા, તેરમાની શી પેર
જગજીવન જદુનાથજી, કોણે દીધો છે ફેર, જાદવરાય

વરસ પછવાડે વાછડું, મુકયો તેરમો માસ
રખે વળી ચૌદમો કરે, હવે તારો શું વીશ્વાસ, જાદવરાય
સરવ માસ પુરા થયા, પ્રેમે સાંકળચંદ ગાય
સાંભળતા સુધ ભાવથી, સદા સુખીયો તે થાય, જાદવરાય

૩૫

## ઓ અલબેલા આવો આવો

ઓ જીનરાયા આવો આવો મન મંદીર મહારાજ
શાંત સુ સુરતીની સુરતીને નીરખીને હરખું હૈયામાં આજ, ઓ
આપના નામનો જાપ જપું ચીર પાપ ખપી ભવ તાપ નીવારૂં,
છાપ ધરૂં મન વ્યાપી રહ્યો તન આનંદથી અરજી ઉચારૂં,
ધારક વીશ્વ વીનાયક લાયક દાયક ભવજલ પાર ઉતારૂં,
હે ઉપગારી અરજ સ્વીકારી પ્રભુ મમકૃતી સુધાર,
સાંકળચંદ સભા લઘુ જૈનો ભવ સાગરથી તાર,
જીવ દયા પ્રતી પાળ, ઓ જીનરાયા આવો આવો

૩૬

## ચોકને આંગણે ચાંદનીરે ખીલી રૂપેરી રંગ

ચોકને આંગણે વાદળીરે, સોહે સ્યામ સુરંગ
રંગરે જોબન જાય રંગ રોળમાં
પીયુ આવ્યો મુજ બેન, બેનરે વાતો કરૂં સંસારની

સાખી.

ગુરૂ આજ્ઞા લેઇ આવીયા, સ્થુલીભદ્ર મુનીરાજ,
વેશ્યા કહે આવો પીયુ, સફલ થયો દીન આજ.

ત્રણ ડગલાં ઉભી રેહેને તું આઘી, જેમ મરજી તેમ કરજેજીરે,
વૈરાગ્યે ભીનો થઇને હું આવ્યો, ફસવાનો નહી હવે વારંવારજીરે,
સંયમ વ્હાલો મીઠો મોરેમન, અમને અમૃતખાણ
વ્હાલા છે ભાવ પ્રાણ,

સાખી.

નાટક કરી લલચાવતી, ફેંકતી કામણ બાણ,
હાવ ભાવ હૈયા થકી, ફરી ફરી વાલે વાણ.

હરખે કહુંછું તમે મને વ્હાલા, જુઠડા ચાળા શીદ કરોછોજીરે,
પીયુ તમારૂં મનડું માને ત્યાં જાઓછો સુખ છાંડી દુખીયા કયાં
થાઓછોજીરે,

પીયુ તમારૂં મનડું માને ત્યાં જાઓછો

સાખી.

સ્થુલીભદ્ર કહે કામીની, આ સંસાર અસાર
ધુમાડાના બાચકા, ભરતા થાય ખુવાર,

વૈશ્યાને વૈરાગ્ય જાગ્યો, વૃતરે કરૂં હુંતો બાધા કરૂં
મારા સ્વામી સ્થુલીભદ્ર ગુરૂ હો રાજ, વેશ્યાને વૈરાગ્ય જાગ્યો,
સીદ્ધી સદા સુખ પામવાને, બાર વૃત જઇ આરાધીયાંજી,
વૃતરે કરૂં હુંતો બાધા કરૂં, ચોકને

૩૭

વીમળાચલ વાસી મારા વ્હાલા સેવકને વીસારોનહી...વીસારો
જલવીના મીન દુઃખ અતી પામે જીણંદ આપ જાણોસહી...જાણો
દુખ હરનારા ભવી જન પ્યારા, શરણે છું માહારાજ
ચાર ચોર મુજ કેડે પડીયા, પુણ્ય રતનને કા...જ, સેવકને

પાપી ચંડાલો પકડી મુજ માલ હરી લેનાર
જીનજી જો મુજ વ્હારે આવો, તો હું ઉગરના...૨, સેવકને
જન્મ મરણના દુઃખ બહુ વેઠયાં, પણ નવ આવ્યો પાર,
તે દુઃખને દુર કરવા કારણ, આવ્યો તુમ દરબા...૨, સેવકને
અરજી ઉર ધરી નેહ નજર કરી સેવકની કરો સાર
કૃપા તણા હે સીંધુ તમ વીણ, કોણ ઉતારે પા...૨, સેવકને
ભવદુખ ભંજન ભગવત કરો મુજ કઠણ કરમનો નાશ
પંદપંકજ ચહે પ્રાણ મધુકર પુરો મનની આ...શ, સેવકને

૩૮

## કયાં ખસીયા રસીયા મન વસીયા.

મન વસીયા રસીયા રંગીલા, જદુ ના...થજી
રથ વાળો નેમ નગીનારે, તમે જા...તાના
ભવ આઠની પ્રીત વીસારીરે, બદલા...તાના
પસુંડાપર કરૂણા ધારીરે, રોસા...તાના
પ્રીતમજી પાછા વળજયોરે, ઠગ થા...તાના
સતી રાજુલ અતી કરગરતાંરે, પ્રભુ રે...તાના
ગીરનારે સંજમ લેતાંરે, સુખ શા...તાના
સુણી રાજુલ ઝટપટ જાવેરે, ઘડી રે...તાના
દંપતી અક્ષય સુખ પાવેરે, ફરી આ...તાના
લઘુ જૈન સભા ગુણ ગાવેરે, જગ ત્રા...તાના

૩૯

## જીવને ઉપદેશ.

ચેત તો ચેતાવું તનેરે હો પામર પ્રાણી
સજી ઘરબાર સારૂં, મીયાં કહે તે મારૂં મારૂં;

તેમાં નથી કાંઇ તારૂં રે, હો પામર પ્રાણી
તારે હાથે વવરાશે, તેટલુંજ તારૂં થાશે,
બાકીનું બીજાને જાશેરે, હો પામર પ્રાણી
માંખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું,
લુંટનારે લુંટી લીધુંરે, હો પામર પ્રાણી
ખંખેરીને હાથ ખાલી, ચીતાતો જવું છે ચાલી,
કરે માથાકુટ ખાલીરે, હો પામર પ્રાણી
દેવેતો રતન દીધી, તેંતો ના કીંમત કીધી,
મણી સાટે મેસ લીધીરે, હો પામર પ્રાણી
ખોલામાંથી ધન ખોયું, ધુલથી કપાલ ધોયું,
જાણપણું તારૂં જોયુંરે, હો પામર પ્રાણી
શાહુકારીમાં સવાયો, લખોપતીમાં લખાયો,
કહે સાચું શું કમાયોરે, હો પામર પ્રાણી
આવે તારી સાથે એવો, માલ તું કમાયો કેવો
અવેજ તપાસ તેવોરે, હો પામર પ્રાણી
હજી હાથમાં છે બાજી, કર તું પ્રભુને રાજી,
મુઠી તારી થશે તાજીરે, હો પામર પ્રાણી
હાથમાંથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે,
કશું ના કરી શકાશેરે, હો પામર પ્રાણી
નીસર્યો શરીરમાંથી, પછી તું માલીક નથી,
દલપતે કીધું કથીરે, હો પામર પ્રાણી

૪૦

## રાણી વીકટોરીયાનો બાગ.

જીનરાજને દરબાર ઓછવ બન્યો છે શ્રીકાર
    સૌ જીવોને આનંદકારી છે,
નવપદ્મવીયાજી પાસ તારી મુર્તીથી ઉલ્લાસ
    ભવી જનોને તું ઉપગારી છે,
આંગી બની છે ગુલજાર એની શોભા અપરંપાર
    દીલ બાગની એ સુંદર ક્યારી છે,
શીર મુગટ શોહે સાર કાને કુંડળ બે શ્રીકાર
    પ્રભુ ક્ષમા ભંડારી કૃપા કારી છે,
ગુણ અનંતા અનંત પરમાનંદ જ્ઞાનવંત
    એવા શ્રી ભગવંત સુખકારી છે,
એને કરો નમસ્કાર પાય પડો વારંવાર
    એ મુકતી તણા દાતારી છે,
હું રઝળ્યો સંસાર મરણ કીધાં અપરંપાર
    તારૂં શરણ સદા સુખકારી છે,
દયા કરો દીનાનાથ ઝાલો શેવકનો હાથ
    સીદ્ધી સુખ સદાનંદકારી છે;

૪૧

## શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો

ભવી જીનવર ભુવન થૈ થૈ નાચી રહ્યો
નાચી રહ્યો નટ જાચી રહ્યો, ભવી

સાખી

જ્ઞાનામૃતની લ્હેરમાં, નાચે થૈ થૈકાર
આતમરામ રમે સદા, ક્ષાયક ભાવે સાર
ક્ષમા દીગુણ કેરી પહેરીછે પાવડી, ક્ષપક શ્રેણી ચઢી ચીત ઠર્યો; ભવી

સાખી

પંચ સમીતી પંચ શબ્દની, ઘુઘરી બાંધી સાર
છનન છનન રણુકારીને, નૃત કરે શ્રીકાર
વીધ વીધ જ્ઞાન તરંગ, ઘુઘરા ઘમકેરે
પ્રભુના ગુણનો નહીં પાર, મુજ મન ચમકેરે

સાખી

નવ પલ્લવ પ્રભુ પાર્શ્વની, મુરતી મોહનગાર
શાંત સુધારસ છે છબી, સીદ્ધી ને સુખકાર
લ્હેર મંગળ પુરમાં થાયેછે હાલમાં, જય જય જય જયકાર થયો
નાચી રહ્યો નર જાચી રહ્યો, ભવી

૪૨

મંગળકારી મુરતી તારી સંખેશ્વરજી સુખકારી
ભીડ નીવારી કૃષ્ણ મોરારી, વારી જરાતેં ઉપગારી
જઉં બલીહારી અધમ ઉદ્ધારી ભવનીસ્તારી દયો તારી
જય જય જીનવર ભવભય દુરકર
નરવર સુરવર પ્રણમે દીલભર;
અઘહર સુખકર અભીનવ દીનકર
અમર નીકર પ્રભુ પદ રજ શીર ધર;
થર થર કરમ કટક ભટ ઝટપટ
કરૂણાળુ કરૂણા કર જીનવર; મંગળકારી

૪૩

નાચત સુર વૃંદ છંદ મંગળ ગુણગારી;
કુમાર કુમર કર સંકેત, આઠ સત માલ ભ્રમરી દેત,
ચંદ્ર તાર રણુ રણાટ, ઘુઘરૂ પગ ધારી, નાચત
વાજીંત્ર જીહાં મૃદંગ તાલ, ધપમપ ઘુઘુમકીધમાત
ચંગ રંગ દેતા ઢંગ, ત્રાહુ ત્રાહુ તીકતારી, નાચત
તાતા થૈ થૈ તાન લેત, મુરજ રાજ રંગ દેત
તાન માન ગાન ધ્યાન, કીટ નટ ધુની ધારી, નાચત
તુ જીણંદ શી શીરચંદ, મુનીજન સબ તાર વૃંદ
મંગલ આનંદ કંદ, જય જય શીવચારી, નાચત
રાવણ અષ્ટાપદ શૃંગ, નાચ્યો સબ તારવૃંદ
બાંધ્યો જીન પદ ઉત્તંગ, આતમ હીતકારી, નાચત

૪૪

સંભવ જીનરાજ તું મેરા, નીવારો મુજ ભવ ફેરા
સદા સુખ આપો શીવકેરા, મીટી જાય કર્મકા ખેરા, સંભવ
પ્રભુ પુન્ય પ્રભાવથી પાયો, શરણ તોરે હું નજીક આયો,
દરીશન દેખ સુખ પાયો, હરખે પ્રભુ તુજ ગુણ ગાયો; સંભવ
સુરતાં તોરી લાગે છે પ્યારી, સુરત તોરી જાઉં હું વારી
અજબ છબી છેક છે ન્યારી, ત્રીજા પ્રભુ સંત ઉપગારી; સંભવ
કુમત મત જીઠ નહી તેરા, સુમત સંગમે સદાઘેરા,
સાર્થવાહ છો સુગતી કેરા, મીલાદો મોક્ષકા દેરા; સંભવ
જીણંદ ગુણ ગાવા મુજ હેવા, અજરામર શુધ પદ લેવા,
વીનતી સુણી આપ જો દેવા, સીદ્ધીને તુજ ચરણ શેવા; સંભવ

૪૫

## હું મસ્તાન પ્રેમની મને કોઇ ન છેડોરે

બળુંછું વીરહે આગમાં, સખી કોઇ બુઝાવોરે
કોઇ બુઝાવોરે, પીયાને મનાવી લાવોરે, રેહાં, રેહાં, બળુંછું
હૈયા હાર વીણ હેરાનછું, મારી પીડ મટાવોરે,
ભુલી હું સાન ભાન છું, ગીરીપંથ બતાવોરે,
તાલાવેલી તનમને, લાગી છે દીન રેન,
નેમ પીયા વીણ મુજને, ચીત્ત પડે નહી ચેન,
ઘેરાઇ છું પ્રેમ ઘેનમાં, મારૂં ઘેન શમાવોરે, બળુંછું

૪૬

પાપમાં તે પાયો નાંખ્યો ધર્મમાં તું નવી ધાયો
હાહલો થઇને તું ફુલ્યોરે હે સંસારમાં, સગું તારૂં કોણ સાચુંરે,
મનગમતામાં આલ્યો, ચોરના મારગ ચાલ્યો
આ પાપીયાનો સંગ કીધોરે, આ સંસારમાં, સગુ ૧
કુડાં કુડાં હેત કીધાં, તેતો સાચાં માની લીધાં
અંતકાળે દુખ દીધાંરે આ સંસારમાં સગુ ૨
વીશ્વાસે વાહાલા કીધા, ઝેરનાં તે પ્યાલા પીધા
આ પ્રભુને વીસારી મેલ્યારે, આ સંસારમાં, સગુ ૩
નીજ નજરે નથી થયો, પર સ્ત્રીનો સંગ કીયો
નીશ્ચે દુરગતી ગયોરે, આ સંસારમાં, સગુ ૪
મુખ બોલ્યો મીઠી વાણી, ધન કીધું ધુળધાણી,
આ જીતી બાજી ગયો હારીરે, આ સંસારમાં, સગુ ૫
ઘરને ધંધો ધરી લીધો, કામનીયે વશ કીધો,
સત્ય કહે મુને દગો દીધોરે, આ સંસારમાં, સગુ ૬

૪૭

## પાતળીયા પરીશ્રમ લ્યો શાને પોઢોને મારા સમ

ચાલો સખી જીન દરીશન જઇએ, આજ ભાવે શુભ રીતથી (૨)
ઉમંગ રંગથી આનંદ વ્યાપ્યો, ચાલો સખી બહુ પ્રીતથી• (૨)
એ આનંદ અંગે, ન માય ઉમંગે, આ આજ પ્રસંગે
આ......શાણી સતી, ભાગ્યવતી, ચાલો સખી ૧.
(ચાલ સખી વખત જાય છે)
(બેન જીન દરીશનથી પાપ નાશ થાય છે) ?
જીન દરીશન વીણુ જનમ્યો, જગમાં વૃથા ભાર વૃથા ભારછે
મોહન મુરતી, શું કરૂં કીરતી, ગુણ હું સ્મરતી
આ......શાણી સતી, ભાગ્યવતી ચાલો સખી ૨
(હા બેન, પછી ગુરૂવંદન જઇએ)? (હા ચાલો)
જીન પુજનથી દુઃખ દુર જાયે, સુખ આવે સહુરીતથી સહુરીતથી
નાથ નીરંજન, ભવ ભય ભંજન, છો અરી ગંજન,
આ......શાણી સતી, ભાગ્યવતી ચાલો સખી ૩

૪૮

## ઉગ્યો સખી શ્રષ્ટીનો શ્રંગાર આજ

ચાલો સખી સીદ્ધાચલ દરીશન કાજ, જોવા જોવા આદીજીણંદને,
એને ભેટતે ભવદુઃખ જાય, જાય, સેવો સેવો નાભીના નંદને
સાખી- મારૂ દેવાનો નંદનો મુખ પુનમનો ચંદ
દેખી તન મન ઉલસે, ટાળે ભવ ભય ફંદ,
તારણ તરણ એ તીર્થ કહેવાય, ભેટે ભવદુઃખ ટળેરે,
સુરનર ગુણ ગણ જેના ગાય, સેવે શીવ સુખ મળેરે,

ધરોને ભાવે જો એ ગીરીનુંજ ધ્યાન,
તો પામો સદા અચલ સુખ નીધાન, તારણ.
સાખી-સીદ્ધાચળ સીદ્ધીવર્યા, આગળ જીવ અનંત
હજી ઘણો એ સીવશે, એમ ભાખે ભગવંત,
સુખે સેવો સદા એ ગીરીરાજ, થાયે વંછીત પુરણ કાજ,
જેના પુરવ પુણ્ય ફળ્યાંજ, તો પામે અવીચળ રાજ,
સાખી-લઘુ સભા શ્રી જૈનની, હરખે તુજ ગુણ ગાય,
જૈન મીત્રમંડળ તણા, સરવ પાપ પલાય,
ચાલો સખી સીદ્ધાચળ

૪૯

## રૂઢી રઢીયાળી રાત.

પ્રભુ પારસનાથ (૨) આ અરજ અમારી ઉર ધારજો
તું છે શીવપુર સાથ (૨) મેહેર કરી ભવપાર ઉતારજો,
તારો તારો સેવક જાણી, અરે દયા દાસ ઉપર આણી
આ અરજ ઉર ધારજો, પ્રભુ પારસનાથ
સાખી-વામા નંદન જગ ધણી, નાથ નીરંજન દેવ
સુખદાતા દુઃખહર પ્રભુ, ચાહું તમારી સેવ,
નાથ નિરંજન ભવ ભય હારી, અજર અમરપદ દે સુખકારી
સાખી-અશ્વસેન કુળ ચાંદલો, જીનવર તું જગનાથ
ભવસાગરમાં ડુબતા, તાર ગ્રહીને હાથ,
સુર ગુણ ગાવેરે, સ્વામીજી તારા સુર ગુણ ગાવેરે
નાટક કરી તુજ આગળ સ્વામી ભાવના ભાવેરે

દુર નીવારોરે, પાપ અમારાં દુર નીવારોરે
તુજ સેવાથી સ્વામી સારી, શીવ વધુ પાવોરે
સાખી–દાયક નાયક દેવતું, કલ્પવૃક્ષ સમાન
મનવંછીત સુખ આપ તું, ધરીયે તારૂં ધ્યાન,
રટું હું દીનરાત (૨) કષ્ટ કાપીને શીવ સુખ આપજો
હે કૃપાળુ દયાલ (૨) જૈન મંડળને ઉદ્ધારજો,
પ્રભુ પારસનાથ.

૫૦

## કોઇ પ્રેમી દેવાંશી એ રાગ.

સેવો ભવી મહાવીરને પ્યારા તરવા આ સંસાર,
પુજીએ પ્રેમથી દેદાર, જનમ્યાનો સાર, નહી તો વૃથા અવતાર.
જગ જાળમાં ગુંથાઇને જીનરાજને તેં નવ ભજયા;
સંસાર રણમાં જુંજતાં, બખ્તર ન ભક્તિના સજયાં.
ખાનપાન ગુણગાન કરતાં, લેશ આવી નહી લજયા;
આકસેવી મુરખા કલ્પસમા પ્રભુ તેં તજયા.
ભાવથી ભજી, પાપ તાપ તજી, રૂડી શીવ વધુ નારને વરવા.
ભ્રાંતી તજી, શાન્તિ શાન્તિ સજી, રહો સદન સુખે સદાનરવા;
ત્રિશલાનંદન કર્મનીકંદન, ભવભય ભંજન નાથ નિરંજન.
જયકારી જીનરાજ, છો પ્રભુ સુખના સાગર;
સુખ સાગર પ્રભુ એકતું, જયકારી જીનરાજ;
જગ નાયક જીન દેવતું, ભવજળ તરવા ઝાઝ.
તુને તજી દેવ બીજો પુજવાને જાય, ગમાર બહુવાર જનએપસ્તાય
કલ્પ તજી મુખે જન આક લેવા જાય,
જૈન મંડળ સેવા પ્રભુ તારીજ ન્હાય. સેવો ભવિ.

૫૧

## ધન ભાગ્ય પધાર્યા ભમરા.

રાજુલ-સુણો નેમ પ્રભુજી મારા, કેમ થાઓ મુજથી ન્યારા
વહે આંખે આંસુની ધારારે, પ્યારા ન જાઓ ગીરનાર;
નેમ—મેં જોયું બહુ બહું જોઇ, નહી કોઇનું કોઇ કોઈ,
તું સીદ રહી છે મોહીરે, જાણો અથીર સંસાર;
રાજુલ-પસુડાં પર કરૂણા કીધી, છેહજ બહુ અમને દીધી,
અરજી ઉરમાં નવ લીધીરે, પ્યારા ન જાઓ ગીરનાર;
નેમ—સુણ માત તાતને ભગ્ની, પીયુ ભ્રાતથી લાગી જે લગ્ની,
ખરૂં જાણ તેને અગ્નીરે, જાણો અથીર સંસાર;
રાજુલ-પીયુ હું પણ સાથે આવું, પાળી સંજમ સુખી થાવું,
મુકો હાથ શીરે કૃપાળુરે, પ્યારા લઉં સંજમ ભાર;
નેમ—હા સુખેથી સાથે આવો, લઇ સંજમ સુખીયાં થાવો,
જૈન મંડળ શીવપુર જાવોરે, એમાં કરો નહી વાર;

૫૨

## છોડોરે કુંવર મારા હાથને

તારોરે પ્રભુજી નીજ દાસને અમે જપીયે તારૂં નામ,
આશા ઘણી મન માંહરેરે, કાપો કષ્ટ કૃપાળ,
સંસારને ઝેર જાણીયેરે, કુડ કપટજાળ, તારોરે.
સુખકર સાહીબ તું મળ્યોરે, સેવું પ્રેમે તારો પાય;
જગનાથ સેવા તાહરી, માગે જૈન મંડળ સદાય, તારોરે

૫૩

## બોલો મારા પ્રેમી પોપટજી

પાસ પ્રભુ પ્યારા દર્શન નિત તારા, દુખના ભારા દુર કરનારા;
પાય પડું તારા સલુણાજી સારા, સુખ કરનારા, રહો નહી ન્યારા.
પહેલાં પ્રભુજી તારી પુજા રચાવું, નૃત્ય કરી નિત્ય ભાવના ભાવું
જોઇ દુઃખીયારા દાસ નીત તારા, દુઃખના ભારા દુર કરનારા. પાસ.
વામાનંદન વંદન જગને, કાપો અમારા દુષ્ટ કરમને,
જૈન મંડળ જયકારા સારા, દુઃખના ભારા દુર કરનારા. પાસ,

૫૪

## નથી જગતમાં સાથ સંબંધી.

જગતનિયંતા નાથ, ભજીલે જગત નિયંતા નાથ.
તું મેળવ શીવપુર સાથ, ચેતના મેળવ શિવપુર સાથ.
આશા સાગરનાં તરંગેમચ્છ જીવ તણાયો જાણ;
આશાની અંધારી પિછોડી, હરે પ્રાણીનો પ્રાણ.
જીવતર સ્વપ્નમય જાણી, સમજો ધરમ સુખ ખાણી;
જીવ જવું મુકીને દમામ, પ્રપંચી સ્નેહી દીસે તમામ.
સાખી અંતર જીવ વિચારીને, શુભ કરણી કરે હાલ;
જૈન મંડળ સેવે સદા, પ્રેમથી મંગળમાળ.
જીવ જવું મુકીને દમામ, પ્રપંચી સ્નેહી દીસે તમામ,

૫૫

## સુંદર શામળીયા એ રાગ.

રૂષભ દેવ દયાલ, દર્શન જોઈ તમારૂં,
આનંદ ઉર નવ માંય, હરખ્યું ચિતડું મારૂં,

પ્રભુની કંચન સમ કાયા, નાભીરાયાના પુત્ર કહેવાયા;
માતા મારૂ દેવી તણા જાયા, વૃષભ લંછન અતિ સોહાયા,
મેહેર કરો હે કૃપાળુ, ઋષભ૦
મુખડું પુનમ ચંદ્ર નિહાળું, પપી સમ પ્રભુનું તેજ રૂપાળું;
લાગે જોતાં સૌને અતિશય પ્યારૂં, જૈન સભા લઘુને હિતકારૂં,
સેવકને સુખકારૂં, ઋષભ દેવદયાલ૦

૫૬

માન માયાના કરનારારે એ રાગ.

પાસ પ્યારા અરજ ઉરધારોરે, દિન દાસના દુઃખ નિવારો;
જગ નાયક સુખ કરનારોરે, ભવસાગર પાર ઉતારો.
ભવભય ભંજન નાથ નિરંજન કર્મ અરીને વિદારો;
કૃપા સિંધુ કરી કૃપા અમોપર, બાહ્ય ગ્રહીને ઉદ્ધારોરે.-દીન.
પાપ નિકંદન જગદાવંદન, સુખકર સાહીબા ચારો;
તાપ ત્રિવિધના ટાળી અમારાં, આપોને શિવસુખ સારોરે-દીન.
આનંદ આનંદ થાય અમોને, દર્શન કરે નિત્ય તારો,
જૈન મંડળ ચરણે નમી કહે છે, દુર્ગતિથી ઉદ્ધારોરે.-દીન૦

૫૭

આ શું બોલોરે આ શું બોલોરે પીતાજી

પ્રેમે આયો પ્રેમે આયો પ્રેમે આયોરે,
મારૂ આયુષ્ય એળે જાય (૨) પ્રભુજી પ્રેમે આયોરે
ધર્મ જ્ઞાનમાં ધ્યાન ન આપ્યું હવે પસ્તાવો થાય,
કેસર ચંદન ફુલ અરગજા થકી કરૂં પુજાય, પ્રભુજી

સ્તુતી સ્તવન આરતી કરૂં હું નાચું થૈ થૈ કાર,
બાંહ્ય ગ્રહી ચીંતામણ સ્વામી ઉતારો ભવપાર, પ્રભુજી
સંસાર સાગર માંહી ઝુકાવ્યું જીંદગી કેરૂં ઝાઝ,
પાર્શ્વ પ્રભુજી પાર ઉતારો રહે જેથી મારી લાજ, પ્રભુજી

૫૮

દેખ્યા ભાઇ દુઃખના દહાડા. એ રાગ.

વિમળજીન વિમળ દાતા હો વિમળજીન વિમળ દાતા;
વિમળ વિમળ મતિ અમોને આપજપો.
સકળ જીવના સુખ દાતા હો સકળ જીવના સુખદાતા,
મ્હેર કરીને ભવ દુઃખ મારા કાપજો.

સાખી.

જંજાળમાં ગુંથાઇને જીનરાજને મેં નવ ભજયા.
સંસાર રણમાં ઝુંઝવા બકતર ન ભકિત ના સજયા;
કોડી કમાયો પણ નહી ફુરસદ તો પળની મળી,
યમદુત યમદ્વારે લઇને નાંખશે ઉભો દળી, વિમળ.

૫૯

પારણું.

ઝુલાવે માઇ વીર કુંવર પારણે,
વીર કુંવર પારણે, વીર કુંવર પારણે ઝુલાવે.
રત્ન જડીત સોનેકા પારણા, દોરી જરીકી જાલને—ઝુલાવે.
મણી મોતી અનકે ઝુમકે નીકે, ધુધરી ધમક કારણે—ઝુલાવે.
રત્ન દામશ્રી ધામગંડકપર, કરે પ્રભુજી ખ્યાલને;—ઝુલાવે.

બોલતા મોર શુક સારસ સુંદર, હરખે કુંવર પારણે.—ઝુલાવે.
છપ્પન દીક કુંવરી હુલરાવે, બજાયે બજાવે તાલને;—ઝુલાવે.
ત્રીશલા માતા આનંદીત હોવે, નીરખે નીરખે બાલને.—ઝુલાવે
હંસ કહે પ્રભુ પારણે પોઢયા, જાણે જગત ચાલને.—ઝુલાવે.

૬૦

ચેતીજા ચેતીજા જીવડા ચેતીજા ચેતી,
એ...સમય પણ આવશે, જમડા ઝાલશે, રંજાડશે, રીબાવશે;
મસ મારીને મનાવશે, મસ મારીને મનાવશે.
જે વખતે તું પુણ્ય પાપનો હિસાબ જઇ ત્યાં ત્યાં ચુકાવે;
તે વખતે કોઇ તારૂં થઇને, માર મહીથી નહી મુકાવે.
તેથી ઝટપટ ચેતીને જીવડા, ધર્મ ધાર સુખ આવશે.
ચેતીજા ચેતીજા જીવડા ચેતીજા ચેતી.

૬૧

## જીવને ઉપદેશ.

જાય છે જગત ચાલ્યુંરે હો જીવ જોને
જોને તું પાટણ જેવાં, સાર હતાં શાહેર કેવાં
આજતો ઉજડ એવાંરે હો જીવ જોને
વલી સીદ્ધપુર વાલો, રૂડો જોને રૂદ્રમાળો
રહ્યો નહી તે રૂપાળોરે હો જીવ જોને
રૂડા રૂડા રાણી જાયા, મેળવી અથાગ માયા
કાળે તેણી પડી કાયારે હો જીવ જોને
છત્રે જેની છાયા થાતી, રૂડી જેની હતી રતી
કયાં ગયા કરોડ પતીરે હો જીવ જોને

કોઇ તો કહેવાતા કેવા, આભના આધાર જેવા
ઉડી ગયા એવા એવારે હો જીવ જોને
જરી જો આજારી થાતાં, હાજર હકીમો હતાં
તેના તો ના લાગ્યા પત્તારે હો જીવ જોને
જુવાનીમાં જાતા જોઇ, રાખી શકયા નહી કોઇ
રહ્યાં સર્વે સગા રોઇરે હો જીવ જોને.
મુઆ જન જેની સાથે, હેતથી પોતાના હાથે
મરણ ન મટયું માથેરે હો જીવ જોને
હાજર હજુર હતા, ખમા ખમા ખમા કહેતા
વીશ્વમાંથી ગયાં વ્હેતારે હો જીવ જોને
જશ લીધો શત્રુ જીતી, નવીન ચલાવી નીતી
વેળા તેની ગઇ વીતીરે હો જીવ જોને
નેક નામદાર નામે, ઠર્યા જઇ સ્મશાન ઠામે
દીઠા દલપત રામેરે હો જીવ જોને

૬૨

રાજુલ બેઠાં છે સખીયો બીચરે, જોરાવર કંતા
હાંરે મારે બહુ ગુણવંતા, આવી મળ્યારે નેમજી સાહબો
તમે આવી જુઓ પીયુના રૂપરે, મારી લાલ સૈયરો
હાંરે મારી લાલ સૈયરો, આજ ફરૂકે જમણી આંખડી
તુતો બોલંતી બોલના બોલરે મારી રાજુલ રાણી
હરખ ગુણની ખાણી તોરણ આવ્યારે નેમજી ઉતાવળા
એટલે સાંભળયો પશુનો પોકારરે, દયા ગુણ આણી
હાંરે નાટક ચીતરાણાં રથ વાળારે નેમજી તણા
હુંતો નવ ભવ કેરી છું નારરે પ્રભુ પ્રાણ આધારી

હાંરે એક કરમની ખેલી વીનતી સાંભળોરે સાહેબ માહરી
જુઓ તમારે હાથીની ઉછાંછરે મારા નેમ નગીના
હાંરે મારે બહુ ગુણવંતા હાથીઓ આપુરે મારા બાપના
નથી હમારે હાથીના ઉછાંછરે મારી રાજુલ રાણી
હરખ ગુણની ખાણી સોલસેં લાખાનો હાથી છે ખરો
જુઓ તમારે દ્રવ્યની ઉછાંછરે મારા નેમ નગીના
હાંરે મારે બહુ ગુણવંતા દ્રવ્ય આપુરે મારા બાપનો
નથી હમારે દ્રવ્યની ઉછાંછરે મારી રાજુલ રાણી
હરખ ગુણની ખાણી દ્રવ્ય ખજાના મારે છે ખરો
જુઓ તમારે મેડીની ઉછાંછરે મારા નેમ નગીના
હાંરે મારે બહુ ગુણવંતા, મેડીઓ આપુંરે ઉગરસેનની,
નથી હમારે મેડીના ઉછાંછરે મારી રાજુલ રાણી.
હરખ ગુણની ખાણી, મુગતિની મેડીઓ મારે છે ખરી;
જુઓ તમારે નારીના ઉછાંછરે, મારા નેમ નગીના;
હાંરે મારે બહુ ગુણવંતા, નારી તણારે સુખ ભોગવો.
નથી હમારે નારીના ઉછાંછરે, મારા રાજુલ રાણી.
હરખ ગુણની ખાણી, મુગતિમાં નારીએ છે મારે ખરી;
તમે ઓઢો છો દક્ષિણીનાં ચીરરે, ઉપ સમકિત ચુંદડી.
એવા મેરૂ ગુરૂધીરરે, સુખ દર્શન જ્ઞાની,
હાંરે એક કરમની ખેલા. નેમજી પોત્યારે મુગતિ તણા.

૬૩

## સંસાર ઝેરનો પ્યાલો સમજીને.

સંસાર સર્વ આ નાટક સમજવું, સ્મરણજીનજીનું કરી લે
આપ કરી લે, આહાહા કરી લે.

વેદના ગર્ભની વેઠી અતિશે, મમત્વ સર્વ તું મુકી દે;
ભાઇ મુકી દે, આહાહા મુકી દે,

સાખી.

માતા તણા ઉદર માંહી, મસ્તકે ઉંધે રહ્યો,
બાળ ક્રીડાના યોગથી, સંસાર સાગરે ભમ્યો.
હાસ્ય વિનોદ કીધાં ઘણાં, રંગે રમણી રાચી રહ્યો;
યૌવન વયે આવ્યો તદા જીનજી તણું નામ ભુલ્યો.
કાયા તારી આ જુઠી, સમજતું નાશ થનાર;
માયા તૃષ્ણા રાખેથી કદી, નહી અરથ સરનાર.
પુણ્યને પાપ બે શિવાય, સઘળું અહિં રહેનાર;
લઘુ સભા કહે સંસારમાં નથી લગાર સાર.
સંસાર સર્વ આ નાટક સમજતું

૬૪

## અલબેલા લટકાળા.

સુખકારા શ્રેયકારા, વ્હાલા શાંતી જીણંદ મારે મન વશીયા,
દુઃખહારા જયકારા, શોભે સિંહાસને પ્રભુમારા દીલ ઠસીયા,
શીરે પ્રભુ હું તારી આણા ધરાવું, માણેકને મોતીડે વધાવું
સુરતી તારી જોઇ અતી હરખાઉં, તુજ ગુણ હરખે હું ગાઉં,
મુકતીવરવાને ભાવના ભાવું, ભાવે નિવેદની થાળ ધરાવું,
તાપો ત્રિવીધ મુજ કાપો પ્રભુજી, સમકીત સુખડી આપો પ્રભુજી
પાપ અમાપ મારાં પ્રભુજી કાપજો,
પામર સેવકના શીરે હાથ થાપજો.
કષ્ટ નિવારી પ્રભુજી સંતાપજો;
જૈન મંડળને શીવ વધુ આપજો. સુખકારા,

૬૫

## નથી પ્રેમ નીપજતો.

જીનરાજને ભજો પ્રેમથી ભવી પ્રાણી,
ભવ દુઃખ ઉપસમે જેહુથી તમે જાણી,
લખ ચોરાસી યોની ભટકયો, જરી ધર્મ ન જાણ્યોરે
નર્ક નિગોદના કષ્ટ સહ્યાં પણ, સંસાર સુખ સમ માણ્યોરે,
જરી ચેતતું ચેતન મારા, ધર્મ કરી કર્મ છેદ નઠારા,
ભવજલ નિધી તરીયે પ્યારા (૨) રાજને,
ચાર ઘડીનું યૌવન જાણી, પથ્થર થઇ રઝળાવેરે,
માનવ ભવ રત્ન સમ જાણી, ધુળ સાથે સરખાવેરે,
સંસાર વિષ પ્યાલો મન સમજો, જાદુ તણો ખેલ જાણી વમજો,
જીનસ્તવી અંતરમાં રમજો (૨) રાજને,
અખીલ ભુવન છે સ્વાર્થ તણો, અંતર સ્નેહી મલકાયરે,
ત્રીકાલ ભવ અટવીથી તરવા, પ્રભુ ગુણ હરખે ગાયરે,
જૈન મંડળ નીત કરગરી વંદે, પ્રેમ થકી કરે પાન ઉમંગે,
હરખે તુજ ગુણ ગાય આનંદે (૨) રાજને,

૬૬

શી ગતી થાશે અમારી હો દીનાનાથ શી ગતી થાશે અમારી
ઇંદ્રીને કાજે હું ઘણો લલચાયો વાલા કર્મકીધાં બહુ ભારી-હોદી
બે વાતે મારૂં મન લલચાણુંવાલા એક કંચન દુજી નારી; હોદી
હું હું કરતાં ગયો જનમારો વાલા ભકતી ન જાણી તુમારી-હો
દુરદેશાંતર હું ભમીયો વાલા નાઠાની ભારી હો દીનાનાથ
ભવ સાગરમાં તારોદાસ ડુબેછે વાલા પાર્શ્વનાથ લેજો તારી-હો

૬૭

## ગજલ.

હાથવા શા હાલ તારા જીવજો જરી, રે અનાડી અંધ તારી
કયાં મતી ફરી. હાથવા
સુજે નહી એ ભાઇ તુંને પંથ પાંસરો, અનેક ઉંધા પગના
તું ફંદમાં ફસ્યો. હાથવા
વ્હાલા સગા સોબતીઓ રહેશે વેગળા, પત્ની પુત્ર મુકી
જાવું જીવ એકલા. હાથવા
રેરે પંખી રાત દાહાડો માલામાં મચ્યો, વારૂં શું આજે
જ આવો માલો તેં રચ્યો. હાથવા
અનેક માળા બાંધ્યા ભાગ્યા રાત દીવસ જાગી, આતે
ભાગ્ય ફ્રોકમાંથી કયારે છુટશેસ. હાથવા
ચેતન પંખી એવી હુવે ચુકર્તા આદરો, પંખી ભાગ્ય ફ્રોડ
મુકી ઠામે જઇ ઠરો. હાથવા
માગે વીશ્વનાથ પાસે હાથ જોડીને, નવીન પંથ શાંતીનો
સ્વામી સુજાડીદે. હાથવા

૬૮

આવીરે વેલા મળવી નથી જીવ કયાંહી
ભોલારે ભાઇ ધરમ શરણ કર ધારી આવીરે
સરવ જન્મમાં શીરોમણી જે મનુષ્યનો અવતાર
તે તું પામ્યો પુન્ય યોગથી સફળ કરી લેવાર આવીરે
ખરચી બાંધી લાવ્યા છેડે છે છેવટ ખુટનાર
બાજી ચુકયો તો ચેતનજી પ્રાણીમાં ઠરનાર આવીરે
ચોકસ કરતાં ચાલ્યાં જાશો, કેડે લાગ્યો કાળ
ભુખ્યાને ભુખ્યા કુટાશો, ઠેલી મુકયો ઠારરે આવીરે

ખરૂ ચોમાસે કરીશ ખેતી, કરી વેગળી વાટ
દીવસ પાછલો દેખાંશ સુખતું, ચતુર ચેતનનાર આવીરે
જુલે માટે રખે ભાઇ તું રખે લગાડે વાર
નવીન જીનવર વચનામૃતથી થાસે જય જયકાર આવીરે

૬૯

નયનોમે, નયનોમે, નયનોમે, નયનોમે અવીકાર હે,
મહાવીર જગત જીનરાજ તેરો અંખીયાં અવીકાર હે
અંખીયાં અંખીયાં અંખીયાં અંખીયાં અવીકારહે મહાવીર ૧
ચંદન બાલાને બાકુલા લઇને તારી તુમે
શીલક્ષમા સહીત ભગવાન તેરી નજરમે અવીકારહે
નજરમેં નજરમેં નજરમેં નજરમેં અવીકારહે, મહાવીર ૨
કેવલજ્ઞાન પામીને સમો સરણમેં શોભતા,
સીદ્ધી સદાનંદમેં ગુણ ગાયે તેરે ચક્ષુમાં અવીકારહે
ચક્ષુમેં ચક્ષુમેં ચક્ષુમેં ચક્ષુમેં અવીકારહે મહાવીર ૩
નગરની શોભતી શાળાએ વોચારથી આવી ભણે
લઘુ સભા જોઇ ખુસી થાય તેરી અંગીયાં અવીકારહે
અંગીયાં અંગીયાં અંગીયાં અંગીયાં અવીકારહે મહાવીર ૪

૭૦

સફળ આજનો દીન માહરો, વદન શાંત તે દીઠો તાહરો,
જગત જીવના છો તમે ગુરૂ, પ્રગટ પાર્શ્વનું નામ છે ખરૂ,
જશ નીવારી તેં જાદવો તણી, મુરતી પુજવા ભક્તી થઇ ઘણી,
સુંદર બીંબ છે નાથ તાહરૂં, પ્રગટ પાર્શ્વનું નામ છે ખરૂં,
શીદ્ધીના શાશ્વતા સુખ આપજો, ભગત દાસના દુખ કાપજો,
અવર દેવથી હું નહી ડરૂં, પ્રગટ પાર્શ્વનું નામ છે ખરૂં,
નગર રાજની જૈનશાળામાં, લઘુ સભા ખુસી ગીત ગાવામાં,
ભગત જ્ઞાનથી હું સેવા કરૂં, પ્રગટ પાર્શ્વનું નામ છે ખરૂં,

૭૨

કઠણ કરમ ઇંધણ ક્ષણ માત્રમાં તપ તેજથી બળો
દ્વાદશ ભેદે તપ બાળે, કુળ અજવાળે
કરતાં ક્ષમા સહીત તપ ભવ દુખ ટાળે          કઠણ
સાખી-ખાધુ ગીરીવર જેટલું, પીધુ સાગર નીર,
    તૃપ્તાં ન પામ્યો જીવડો, તર્યો ન ભવજલ તીર.
શકતી લોપે નહી કાળે સત્તાનીજ ભાળે          કરતાં
સાખી-કલ્પ વૃક્ષ સમ તપ વડો ભવસાગરમાં ઝાઝ
    રીદ્ધી સીદ્ધી લબ્ધી મળે પામે અવીચળ રાજ
રાગ દ્વેષ મમતા ટાળે સમતામાં મ્હાલે          કરતાં
સાખી-સમતાથી તપ પીલતાં ભવમાં ભમવું જાય
    જ્ઞાનાદી ગુણ સાંકળે તપ મહીમા જોડાય
નાગ કેતુ સમકૃત પાળે પાપ પ્રજાળે          કરતાં

૭૩

કરૂં અરજી હું જીનવર (૨) ઉરમાં ઉતારો સ્વામી સરરર
ચોર ચોરે છે ચરરર (૨) વેરીથી થરકુંછું થરરર
કાળ કુડો કાપે કરરર, પાન ખરે જેમ ખરરર          કરૂં અરજી
સાખી-મોહ જગત જંગલ વીષે, વીરચે માયા જાળ
    સપડાવી જગજીવને, ઠાર મારે કાળ વીકાળ.
મારા જીનજીથી લગનીઓએ લાગી
ભલી ભક્તી હૃદયમાં જાગી, મારા જીનજીથી લગનીઓયે લાગી
પ્રભુ પામરપાળ, મારી લેજો સંભાળ, તારો દીન દયાળ
એક વેળારે મેળો કરો મનમોહનારે
પ્રભુજી મ્હેર જો કરે, સભા લધુ જૈન કરગરે
આજ મેંણુમેરે સાંકલચંદ થઇ સુભ મનારે          કરૂ અરજી

૭૨

પ્રભુ લેજો અરજી ઉરધારીરે, કાપો કાપો અમાપ ત્રીપુરારી
પારેવો ઉગારી દયા કીધી ભારી, પ્રભુ મુક્તી પુરી શણગારી પ્રભુ
કર્મ ખપાવી શીવરમણી વર્યા પ્રભુ તાર્યા તેં નરને નારી
કરજોડી નીજ દાસ તારો, લ્યો ભવસાગર તારી  પ્રભુ લેજો

૭૪

તું પ્રભુ ત્રાતા તું પ્રભુ ત્રાતા, એકજ જીનવર તું આધાર
તુજ વીના સ્વામી સેવક જનને વેગ ક્યાંથી આવે પાર
નથી ધન કન કંચનનું મારે કાંઇ કામ
પુન્યના પ્રભાવે મલે દામને દમામ
વાંછું આપ દરીશન નાથ ઠામો ઠામ
નથી ધન કનકંચનનું મારે કાંઇ કામ,  તું પ્રભુ
છતા ત્યાગીને વરાગી દેવ તુમે છો આધાર,
નાથજી સમર્થ જાણી આવું છું આવાર,
નવીન ઉતારો નાથ પ્રભુ ભવપાર,
છતાં ત્યાગીને વૈરાગી દેવ તુમે છો દાતાર  તું પ્રભુ

૭૫

વીજય વીજય વીજય આજ વીજય સત્યનો થયો
પ્રભુ પ્રસાદે સત્ય કલ્પ વૃક્ષ હાલ છે ફળ્યો  વીજય
કલ્પ વૃક્ષ સેવના નકામી જાય શું કદી
ચલક ચલક ચંદ્ર થાતાં અંધકાર રહે કદી  વીજય
સત્યને સદા સ્હાય આપતાને આપજો
જૈન મીત્ર મંડળને પ્રભુ આબાદ રાખજો  વીજય

સમાપ્ત.